realpatidar.com



# પીરાણાના કાકા

ચંદ્રકાન્ત મોહનલાલ પાઠક (ગાંધીનગર)

"શ્રી સ્વામી નારાયણ" માસિક સામયિકના જુલાઈ-૨૦૧૧ના અંકમાંથી સાભાર



આ જગ્યા કોની છે? શ્રીજી મહારાજે રોણ ગામના લોકોને પૂછ્યું.

મહારાજ! આ અમારા પીરાણાનાપીરનું સ્થાનક છે. એમનું સમાધિ સ્થળ છે.

સામે ગાદી ઉપર બેઠાએ કોણ છે?

એ અમારા કાકા છે.

કાકા એટલે?

મહારાજ! ગામનો આગેવાન બોલ્યો, અમારા પીરની ગાદીના જે વડા હોય એને અમે કાકા કહીએ છીએ.

ભગવાન શ્રીહરિ ગુજરાતના ચરોતર પ્રદેશમાં વિચરણ કરી રહ્યા હતા. વડતાલથી વિદાય લઈ હરિભક્તોને માટે સંજાય, ચાંગા વગેરે નાના ગામોમાં ફરતા ફરતા રોણ ગામે આવ્યા. તેમણે આ મોટી જગ્યા જોઈ એટલે ઊભા રહ્યા. એ જગ્યા પીરની હતી. મુસલમાન જ્ઞાતિમાં તેમના મજહબ અનુસાર જે પુરુષ પાક હોય - પવિત્ર હોય તેને પીર કહે છે. ગામમાં મોટા ભાગની વસતિ પટેલોની-પાટીદારની હતી. તેઓ બધા આ પીરાણા પંથના અનુયાયી બન્યા હતા. શ્રીહરિએ ગાદી પર બેઠેલા કાકા પાસે જઈને પૂછ્યું.

તમે બધા પટેલ જ્ઞાતિના ઉચ્ચ વર્ણના છો છતાં હિન્દુ ધર્મ છોડીને મુસ્લિમ ધર્મ કેમ સ્વીકાર્યો ? ધર્મ પરિવર્તનથી તમને શું લાભ થયો છે?

કાકાએ કહ્યું, આગળ કોઈ એક સમર્થ રસૂલ થઈ ગયા. તેમણે અમારા વડવાઓને ઘણા ચમત્કારો બતાવેલા. ત્યારથી અમે પણ એજ માર્ગ અપનાવ્યો છે.

કેવા ચમત્કારો બતાવેલા તે કંઈ જાણતા હોય તો કહો. તમને કોઈ ચમત્કારો થયા છે? શ્રીહરિએ પૂછ્યું.

હા મહારાજ. કાકા બોલ્યા. ગામમાં કોઈની ભેંસ દોવા ન દેતી હોય તો આ કબરને ઘી નો દીવો માને એટલે ભેંસ દોવા દે. માણસ માંદો પડ્યો હોય તો અહીં આવી માથું ટેકવે અને ઘી નો દીવો કરે એટલે વળગાડ જતો રહે. અમો તો પ્રત્યક્ષના સિધ્ધાંતમાં માનીએ છીએ. વર્તમાન કાળે જે લાભ મળે અને ફાયદો થાય તે જ ખરું છે. મર્યા પછી મરનારની શી ગતિ થાય છે તે કોણે જોયું છે!

મહાપ્રભુએ ફરી પૂછ્યું, તમને હાલમાં કોઈ પરચા પીર આપે છે?

હા, અમારા પીર હાજરા હજૂર છે. આ ઘી નો દીવો અહીં અખંડ જલે છે, પીર જયોતિ સ્વરૂપે પ્રત્યક્ષ છે. અમે મૂર્તિ પૂજામાં માનતા નથી. જેને જેવો લાભ થયો હોય અને ભાવ હોય તે પ્રમાણે લોકો નવટાંકથી માંડીને દસ મણ સુધી ઘી ની માનતા માને છે. અત્યારે પણ પીર અમને સહાય કરે છે. કોઈના લગ્ન થતાં ન હોય તો અહીં આવીને અરજ



realpatidar.com





કરે એટલે લગ્ન થઇ જાય છે. ઘેર પારણું ન હોય તો પારણું લાગી જાય છે. કોઇને સાસુમા નડતા હોય તો એ નડતર દૂર થઇ જાય છે. મધરાતે કોઇના આંગણે કૂતરા ભસતા હોય અને બીક લાગી હોય તો દીવાની માનતા માને એટલે કૂતરા ભસતા બંધ થઇ જાય.

કાકાની વાત સાંભળ્યા પછી શ્રીહરિ બોલ્યા, માણસના મનોરથ પૂરા કરે એવા એક સમર્થ ઇશ્વર મૂર્તિ અત્યારે આ ભૂમિ ઉપર વિચરણ કરે છે તેની ખબર છે?

અમે નથી માનતા પણ એવું હોય તો અમને તે પુરુષની મુલાકાત કરાવો. પ્રત્યક્ષ જોયા વિના પરીક્ષા થાય નહિ. અને કોઇનાં કહેવાથી મનાય નહીં.

શ્રીહરિએ કહ્યું, સ્થિર મન કરી તમારા અંતરમાં દ્દષ્ટિપાત કરો. કાકાએ અંતર દ્રષ્ટિ કરી. તેમના મુઠ્ઠી જેટલા હૃદયમાં બ્રહ્માંડ જેટલો અવકાશ દેખાયો. અવકાશમાં શ્વેત અને શીતળ આહ્લાદક પ્રકાશ દેખાયો. પ્રકારમાં અત્યંત સુંદર સિંહાસન જોયું. સિંહાસન ઉપર તેમણે બહાર શ્રીહરિને જોયા હતા તે જ શ્રીહરિ દિવ્ય સ્વરૂપે બિરાજમાન હતા. અનંત કોટી દેવો, રૂષિઓ, મહર્ષિઓ, વિદ્યાધરો, ગાંધર્વો અને બીજા અનેક સ્ત્રી પુરુષો તેમનાં દર્શન કરતા હતા. સ્તુતિ કરતા હતા. સેવા કરતા હતા. આવું પોતાનું દિવ્ય દર્શન આપી પછી શ્રીહરિએ કાકાને કહ્યું, ચાલો હવે તમને સંયમની બતાવું. સંયમનીમાં ગયા ત્યારે યમરાજએ શ્રીહરિનો અદ્દભૂત સત્કાર કર્યો. મહાપ્રભુએ કહ્યું, તમારે ત્યાં અનેક જીવો આવે છે અને તેમને ક્યા કારણસર કેવા પ્રકારની સજા થાય છે દંડ દેવામાં આવે છે તે બતાવો.

યમરાજાએ અનેક નર્કના કુંડોમાં અનેક જીવને સબડતા દેખાડ્યા. નિર્દય યમદૂતોના મારથી ત્રાસથી અને ભયથી અત્યંત રીબાતા અને અસહ્ય દુઃખ પામતા આત્માઓ કરુણાભરી ચીસો પાડી રહ્યા હતા. આક્રંદ કરી રહ્યા હતા તે બતાવતાં કહ્યું કે માનવ અવતાર પામીને જે મનુષ્યો શાસ્ત્રોક્ત નીતિ નિયમો અને સદાચારને નેવે મૂકી સ્વચ્છંદી થઇ જા છે, પુણ્ય કરતા નથી, પાપથી ડરતા નથી, ધર્મને અનુસરતા નથી, ઇશ્વરને માનતા નથી તેવા લોકોને તેમના જીવનના અંતકાળે મારા સેવકો અહીં ખેંચી લાવે છે. તેમના કૃત્યોથી આ તમે જુઓ છો તેવી સજા આપે છે. આટલું બતાવ્યા પછી ભગવાન શ્રીહરિ કાકાને તેની મૂળ સ્થિતિમાં લાવ્યા.

કાકા પોતાની ગાદી પરથી એકદમ ઉભા થઇ ગયા. સ્વામિનારાયણ ભગવાનના ચરણમાં ઢળી પડ્યા. કહ્યું, હે પ્રભુ! આપ સ્વયં સર્વોપરી છો. મને આપના શરણે લ્યો. તમારા સંતોના મંડળમાં સ્થાન આપો. આવું કહીને બાજુમાં ઉભેલા એક સંતે પહેરેલી અલફી કઢાવીને પોતે પહેરી લીધી. પોતાના સર્વ શિષ્યોને કહ્યું, હું તમારા ગુરુ તરીકે સત્ય વાત કહું છું.

આ સ્વામિનારાયણ સ્વયં સર્વોપરી ઇશ્વર પ્રગટ થયા છે. તમારા મોક્ષ જોઇ તો હોય, તમારું કલ્યાણ કરવું હોય તો તેમનો આશરો સ્વીકારો. ત્યારે શિષ્યો સૌ બોલ્યા કે એમનો પંથ તો નવો છે. સાચો ખોટો કોઇ જાણતું નથી. આપણો પંથ તો પુરાણો છે. વર્ષોથી ચાલ્યો આવે છે તે છોડાય નહિ. તમારું તો માથું ફર્યું છે. સ્વામિનારાયણ તમને માયાજાળથી ભરમાવી દીધા છે. કેટલાક લોકો તો સ્વામિનારાયણથી બીવા લાગ્યા કે આપણને પણ ફસાવી દેશે. કેટલાક લોકો જેમ તેમ બોલવા લાગ્યા અને કેટલાક લોકો શ્રીહરિ સાથે ઝઘડો કરવા લાગ્યા. કેટલાક લાગણીવશ થઇ રોવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તમે અમારા ગુરુને







realpatidar.com

Link: http://www.realpatidar.com/library
email: mail@realpatidar.com





અલફી પહેરાવી તે ઉતરાવી નાખો નહિતર તમારે અને અમો ભારે લડાઇ થાશે. લોકોનો આવો શોરબકોર સાંભળી કાકાએ કહ્યું, અલફી તો મેં આ કાઢી નાખી પણ મારા મનમાં સ્વામિનારાયણનો નિશ્ચય થયો છે તે નહીં ટળે. અત્યાર સુધી હું સત્ય અને અસત્યનો ભેદ પારખી શક્યો નહિ. હવે સમજાયું છે કે સત્ય વાસ્તવિકતા છે. અસત્ય વાસ્તવિકતા જેવો લાગતો ભ્રામક પડછાયો છે સત્ય એટલે પરમેશ્વર અને પરમેશ્વર એટલે સ્વામિનારાયણ ભગવાન. તમે બધા અજ્ઞાની છો કારણ કે સત્યને સમજતા નથી. હવે અજ્ઞાનને જ્યાં આશીર્વાદ મનાય છે ત્યાં ડહાપણ દેખાડવું વ્યર્થ છે.

શ્રીહરિ ગામના લોકોને ઉદ્દેશીને બોલ્યા, તમને તમારા ગુરુનું વચન ન મનાતું હોય તો ભલે ગુરુથી વિમુખ રહો. ગુરુનું વચન ન મનાય તે પણ અપરાધ ગણાય છે. જેનામાં પાત્રતા હોય તેને અમે બે શબ્દો સદુપદેશના કહીએ છીએ. પાત્ર ન હોય તેને અમે કંઇ કહેતા નથી. તેમ કરવાથી કલેશ-કંકાસ થાય. કાકાને વ્રતમાન નિયમ ધરાવી શ્રીહરિ ત્યાંથી બોચાસણ ગામે સેવક કાશીદાસને ઘેર જવા માટે ચાલતા થયા.

## શુભેચ્છા સંદેશ

**ભાઇશ્રી બ્રિજેશભાઇ-પાટણ**

નાનું બાળક બાલ્યાવસ્થા પસાર કરી ૧૫મા વરસે યુવાવસ્થામાં પ્રવેશ કરે છે પરંતુ આપનું 'પાટીદાર બંધુ' માસિક ફક્ત અઢી વરસના ટૂંક સમયમાં જ યુવાનીમાં પ્રવેશી ચૂક્યું હોય એવો થનગનાટ આપના અંકોમાં જોવા મળે છે. શા માટે જોવા ન મળે? જે મુખપત્રના તંત્રી પણ યુવાન (૨૮ વરસ) હોય તો જ આવા દળદાર અંકો વાંચવા મળે.

આપશ્રી આપણી સમાજના ભાઇ-બહેનોને ઉપયોગી થાય તેવા લેખો પ્રકાશિત કરી રહ્યા છો. જેમાં સમાજ જાગૃતિ, પાટીદાર, રમતગમત, ધાર્મિક - 'સંતવાણી', મહિલા ઉપયોગી લેખો, દેશ-વિદેશના સમાચારોની કોલમો તથા વિવિધ વિસ્તારોના સમાચારો નિયમિત આપી રહ્યા છો. પરિણામે વાચકોની જીજ્ઞાસા જળવાઇ રહી છે. આપણી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના અનેક ભાઇ-બહેનોએ વિવિધ ક્ષેત્રોમાં નામના મેળવી છે. પરંતુ મારી જાણ મુજબ પત્રકારત્વ ક્ષેત્રે માસ્ટર ઓફ જર્નાલિઝમની ડીગ્રી મેળવનાર ફક્ત બે જ સભ્યો છે. અને આ બન્ને સભ્યો શ્રી ઘડુલી કડવા પાટીદાર સમાજના સભ્યો છે (૧) શ્રી બ્રિજેશકુમાર ચંદુલાલ ભાવાણી-પાટણ અને (૨) કુમારી સ્વાતીબેન પ્રફુલભાઇ રૂડાણી-બેંગ્લોર. આપ બન્ને માટે આપણી સમાજ ગૌરવ અનુભવે છે.

હું ઘડુલી પાટીદાર સમાજના ભાઇ-બહેનોને નમ્ર અરજ કરું છું કે પાટીદાર બંધુના કોઇપણ સભ્ય આપની પાસે આવે તો તેમને પૂરતો સાથ સહકાર આપશો. જેથી બ્રિજેશભાઇએ જે ભગીરથ કાર્ય શરૂ કર્યું છે તેને સફળતા મળે. નાની ઉંમરે મુખપત્ર શરૂ કર્યા બાદ તેને ચલાવવું સહેલું નથી. તે બહુ જ મહેનત માંગી લે તેવું કાર્ય છે. પાટીદાર બંધુની સફળતા એ આપણા સમાજની સફળતા છે.

અંતમાં હું પાટીદાર બંધુને અંતઃકરણ પૂર્વક શુભેચ્છા અર્પી તેમના શુભ ભવિષ્યની કામના કરું છું. અસ્તુ....

લિ.

**કાન્તીલાલ લખમશી લીંબાણી (થાણા)**

**પ્રમુખ, શ્રી ઘડુલી પાટીદાર સમાજ**



